૨૦૮૫

# ઝોળીડીની રમુજી વાર્તા

સર્વ શોખીલા સજ્જનોને વાસ્તે

છપાવી પ્રસિદ્ધ કરનાર

શા૦ ગોકળદાસ મોતીચંદ.

અમદાવાદ

માણેકચોક આગળ કાગદીઓળની સામે

શા૦ હિરાભાઇ પુંજાસાના મકાનમાં

“અમદાવાદ ટાઇમ્સ” પ્રેસમાં

શા૦ કાળીદાસ સાંકળચંદે છાપી.

સંવત ૧૯૪૦——સને ૧૮૮૪

કિંમત રૂ૦—૧—૦ આનો

# ઝોબીડીની રમુજી વાર્તા.



હે રાજા જે વારતા હું તમને હમણાં કહેવાની છું તે તમે કોઈ દિવસ નહી સાંભળી હોય એવી ઘણીજ રમુજી અને અચંબો ઉપજાવે એવી છે. આ બે કુતરીઓ અને હું મળીને ત્રણ બેનો એકજ માબાપથી ઉત્પન્ન થએલી સગી બેહેનો છીએ. અને તે કેવા અજાયબ જેવા બનાવથી માણસ ફીટી જનાવરો થઈ ગયાં છે તે હું તમને સારી રીતે કહી બતાવીસ. બે સ્ત્રીઓ જે મારી પાસે રહે છે અને જે હમણાં અહીંઆંછે તે વળી મારી ઓરમાન બેહેનો છે. આ સ્ત્રી કે જેની છાતી ઉપર ડાઘ છે તેનું નામ એમીની છે બીજીનું નામ સૈફી છે અને હું ઝોબીડી કહેવાઊં છુ.

અમારા બાપના મરણ પછી જે મીલકત તેને મુકી હતી તે અમે બરોબર રીતે વેંહેંચી લીધી. જ્યારે મારી બે ઓરમાન બેહેનોને તેઓનો ભાગ મળ્યો ત્યારે તેઓ તેમની મા પાસે ગઈ અને ત્યાં રહી. મારી બે સગી બેહેનો અને હું અમારી મા જ્યારે જીવતી હતી ત્યારે તેની સાથે રેહેતાં હતાં; અને તે મરી ગઈ ત્યારે તે અમને દરેકને વાસ્તે એકેક હજાર રૂપીઆ મુકતી ગઈ. જે અમારૂં હતું તે અમને મળ્યું ત્યારે મારી બે મોટી બેહેનો

પરણી, કારણ કે તે વખતે હું નાની હતી. અલબ
ઓ મને એકલી મુકીને પોતાના પતીઓની સાથે ગઇ
લગ્ન થયા પછી થોડા દાહાડામાં મારી સઉથી મોટી બે
ના ધણીએ બન્ને સ્થાવર અને જંગમ મીલકત જે
ની પાસે હતી તે સઘળી વેચી નાંખી અને જે પઇશા
આવ્યા તે અને જે તને મારી બેનની સાથે મળ્યું હતું
તે લઇને તેઓ બન્ને આફ્રીકા ગયાં. ત્યાં તેણીના ધણી
એ મોજમજામાં ફકત પોતાનો પઇસા એટલુંજ નહી પ
ણ મારી બેન જે ત્યાં લઇ ગઇ હતી તે સઘળુ પણ ઉ
ડાવી દીધું. આખરે તેણે પોતાને ઘણીજ કંગાળ અવસ્થા
માં આવી પહેચો જોઇને તેણે મારી બહેનનો છુટકારો કર
વાને વાસ્તે કાંઇ બાહનુ શોધી કાઢ્યું અને તેણે પોતાની
કનેથી કાઢી મુકી.

મારી બેહેન પાછી બગદાદ આવી પણ તેણીને આટલી લાંબી મુસાફરી કરતાં કંઇ દુઃખનો પાર રહયો નહોતો. તે જે વખતે મારા ઘરમાં આશ્રય લેવા આવી તે વખતે તેની સ્થીતી એટલી બધી દયા ઉપજાવે એવી હતી કે કઠણ હઇઆનો માણસ પણ તે જોઇને પીગળી જાય. તે જેવો પ્યાર મારી પાસેથી મેળવવાને ચાહતી હતી તેવોજ પ્યાર મેં તેની ઉપર બતાવ્યો. મેં તેને પુછ્યું કે તુ આવી સ્થીતીમાં શી રીતે આવી પડી? તેણીએ રોઇને પોતાના ધણીની ખરાબ ચાલ વિશે અને

અઘટીત રીતે તેનો ધણી તેની સાથે વરત્યો હતો તથણુ મને કહી સંભળાવ્યું. તેના દુઃખથી મને ઘણું માઠું લાગ્યું અને હું પણ તેની સાથે રડી પડી. પછી મેં તેને હમામખાનામાં મોકલી અને મારા પોતાના લુગડાં પેહેરવાને આપ્યાં.

આ થયા પછી મેં તેને આ પ્રમાણે કહ્યું; તુ મારી મોટી બેહેનછું અને હું હમેસાં તને મારી મા તરીકે ગણીશ. તારી ગેરહાજરીમાં પરમેશ્વરના પ્રતાપથી જે થોડો પૈસો મારે ભાગે આવ્યો હતો તે વધ્યો છે અને હું રેશમના કીડા લાવીને ઉછેરવાનો ધંધો કરૂ છું. તુ કાંઈ પણ ફીકર રાખીશ નહી કારણ કે જે હરેક ચીજ મારી પાસે છે તે તારીજછે અને તેનો ઉપયોગ કરવાનો જેટલો મારો હક છે તેટલોજ તારો છે.

આ વખતથી અમે એકજ ઘરમાં પુર્ણ સલાહ સંપથી ભેગા રેહેવા માંડ્યું. અમે વારંવાર અમારી બીજી બેન વિસે વાત કરતા હતા અને તેણીના વિશે કંઈ પણ નહી સાંભળ્યાથી ઘણોજ અચંબો પામતા હતા. આખરે મારી મોટી બેહેનના જેવીજ કંગાળ અવસ્થામાં તે ઓચીંતી આવી પોંહોચી. તેણીનો ધણી તેની સાથે તેવીજ ખરાબ રીતે વરત્યો હતો; અને તેના ઉપર મેં મારી બીજી બેહેનના જેવીજ મમતા બતાવી. આ બનાવ બન્યા પછી થોડા વખતમાં મારી બન્ને બેહેનોએ એવુ

બાહાનું કહાડયું કે અમે તારા ઉપર એક મોટા બોજ
છીએ તેથી અમારો બીજી વખત પરણવાનો વિચાર
મે તેમને કહ્યુ કે જો તમે મારા ઉપર બોજા રૂપ છો
વીજ તમારી ધારણા હોય તો હું તમને વિનંતી કરીને ક
હુ છું કે તમે તેની કાંઈ પણ ફીકર ન રાખતાં મારી સા
થે સુખથી રહો, કારણ કે મારી આમદાની આપણી સ્થી
તી પ્રમાણે ચાલવાને ત્રણેને વાસ્તે જોઈએ તેટલી છે. પ
ણ હું કહુ છું કે મારા ધારયા પ્રમાણે તમારો ખરે ખરો
ઈરાદો ફરીથી પરણવાનો છે. જો આ વાત ખરી હોય
તો હું કહુ છું કે તેથી મને ઘણો અચંબો લાગે છે.
તમને સુખ અને સંતોષ પણાનો થોડો ઘણો માહવરો મ
ળ્યા પછી તે સ્થીતી તરફ તમારૂ ધ્યાન ફરીથી ખેંચા
યું એ શું? તમારે સારો પેઠે જાણવું જોઈએ કે સદગુણી
અને સારો ધણી તમને મળે તે ઘણુ દુરલભ છે. તેથી
જો મારૂ કહ્યુ માનો તો ભેગા રહેવું તે ઘણુ સારૂ અને
ખુશી ભરેલું છે. મે દરેક વાત જે તેઓને કહી તેથી તેઓ
ના મન ઉપર કંઈ પણ અસર થઈ નહીં. અને તેઓએ
પોતાના મનમાં પેહેલાંથીજ પરણવવાનો નિશ્ચય કિધો હતો
તે પ્રમાણે કિધું; પણ થોડા દહાડા પછી તેઓ પાછી મારી ક
ને આવી અને મારી સલાહ પ્રમાણે ચાલી નહિ તેને
વાસ્તે તેઓ વારંવાર પશ્ચાતાપ કરવા લાગી. તેઓએ ક
હ્યુ ખરેખાત તું અમારી નાની બેહેન છે પણ તારામાં અ
મારા કરતાં વધારે અકલ છે. જો તું અમને એક વાર ફ

રીથી તારા ઘરમાં ગુલામ તરીકે રાખીસતો અમ ફરીથી આવુ કરિશું નહીં. મેં કહ્યુ કે મારી પ્યારી બહેનો તમ જ્યારથી મારાથી જુદા પડ્યા ત્યારથી તમારા ઉપરનો પ્યાર મારા મનમાંથી ગયો નથી. આવો અને જે કંઈ મા રી પાસ છે તેનો ઉપભોગ કરો. હું તેમને ભેટી અને અ મ પેહેલાની માફક પાછાં ભેગાં રહેવાં લાગ્યાં.

આવી રીતે સલાહ સંપથી રહેતાં એક વરસ ગુજરી ગયું. પરમેશ્વરે મારા થોડા પૈસામાં વધારો કરેલો જોઈને મ દરીયાની મુસાફરી કરવાનો અને વેપાર સંબંધી કામમાં તે નો કેટલોક ભાગ રોકવાનો નીશ્ચય કીધો. આ ધારણાથી હું મારી બ બહેનોને લઈને બલસુરા ગઈ ત્યાં મેં દરી આની મુસાફરિને વાસ્તે એક તઈયાર વહાણ ખરીદ કરયું અ ને તેમાં જે ચીજો હું બગદાદથી લાવી હતી તે ભરી. અ નુકુળ પવન જોઇને અમ ઈરાની અખાતને મારગે સીધું હીંદુસ્તાન તરફ વહાણ હંકારયું. ૨૦ દીવસ હંકારયા પછી અમે જમીન ઉપર ઉતરયાં. પેહેલ વેહેલું જે મારી નજરે પડયું તે એક મોટો ઊંચો પર્વત હતો અને તેને તળીએ એક મોટુ સુંદર અને વીશાળ શેહેર વસેલું હતુ પવન અનુકુળ હોવાથી અમ જલદીથી બંદરમાં આવી પોહચયા અને ત્યાં લંગર નાંખ્યું.

મારી બ બહેનો મારી સાથે આવવાને તઈયાર થાય ત્યાં સુધી મારાથી સહ જોવાઈ નહી તેથી મારી મેળે વહા

ણમાંથી ઉતરી અને એકલી સીધી શેહેરના દરવાજા તર
ફ ચાલી. અહીંઆં મેં પુષ્કળ ચોકીદારો જોયા જેમાંના
ઘણા નીચે બેઠા હતા અને બાકીના તેઓના હાથમાં ડં
ડા લઈને ઉભા હતા; પણ તે સઘળાનો દેખાવ એવો તો
ભયંકર હતો કે તેથી મને બીક લાગી. મેં તેઓને સ્થી
ર જોયા એટલુંજ નહી પણ તેઓની આંખો ફાટેલીને
ફાટેલીજ જોઈ. આથી મને હીમત આવી અને હું તેમ
ની છેક નજીક ગઈ તો તેઓ બધા મુએલા જેવા-મને
માલમ પડયા. પછી હું શેહેરમાં પેઠી અને દરેક શેરીમાં
થઈને ચાલતાં મેં માણસોને લુગડાં પેહેરેલાં જોયાં, પણ તેઓ
સ્થીર અને તદન પથ્થર જેવા થઈ ગયા હતા. શેહેરના એક
ભાગમાં જ્યાં વેપારીઓ બેસતા હતા ત્યાં ઘણી દુકાનો
મેં બંધ જોઈ અને કેટલીક ઉઘાડી હતી તેમાં જે માણ
સો મેં જોયા તેઓ પણ પથ્થરજ થઈ ગયા હતા. મેં ચી
મનીઓ તરફ નજર કરી અને તેમાંથી કાંઈ પણ ધુમાડો
આવતો માલમ નહી પડવાથી ધાર્યું કે જે સ્થીતીમાં
સેરીનાં લોકો છે તેવીજ સ્થીતીમાં તેઓ પણ હશે. આવી
રીતે સઘળા રેહેવાશીઓ પથ્થર બની ગયા હતા.

શેહેરની વચોવચ આવેલી મોટી વાંસાળ જગ્યાએ
હું આવી પોંહોંચી ત્યારે સોનાના પતરાથી જડેલો એ
ક દરવાજો જોયો, તેના બારણા ઉઘાડાં હતાં, " તેની
આગળ એક રેશમનો ચક નાંખેલો હતો અને તેની અંદ

ર એક બળનો દીવો ટાંગેલો હતો. આ મકાન વીશે કેટલા
ક વખત સુધી વીચાર કરયા પછી મને ખાતરી થઈ કે તે તે
દેશના રાજાનો મેહેલ હતો. કોઈપણ જીવતુ માણસ મને આ
ત્યાર સુધી નહી મળવાથી હું ઘણો અચંબો પામતી હતી એટ
લા માટે કોઈપણ માણસ મળવાની આશાથી હું તેની અંદર
પેઠી. તે ચકને આઘો ખસેડ્યો કે તરતજ અંદરનાં બાગોમાં ર
ખવાળો જોયા આમાંના કેટલાક ઉભા હતા અને બાકીના
બેઠા હતા અને તેઓ પણ બધા પથ્થર થઈ ગયા હતા.
આ જોયું ત્યારે તો વળી હું ઘણોજ અચંબો પામી. હું
આગળ મોટા ઓરડામાં ગઈ જ્યાં ઘણા લોકો હતા તે
માંના કેટલાક બાહાર જતા હોય અને બીજા અં
દર પેસતા હોય એમ દેખાયા પણ તેઓ સઘળા જ્યા
રથી પથ્થર બની ગયા હતા ત્યારથી જેવી રીતે પેહેલાં
કહ્યુ છે તેવીજ રીતે અને તેની તેજ જગાએ રહ્યા હ
તા. હું બીજા ઓરડામાં થઈને ત્રીજામાં ગઈ તેઓ બ
ને ઉજડ હતા અને આખા મેહેલમાં એક જાતની ભંય
કર શાંતતા પથરાઈ ગઈ હતી ત્યાંથી હું ચોથા ઓરડામાં
ગઈ તો તેના સામુ એક સોનાની જાળીઓવાળુ સુંદર મ
કાન મે જોયું. તે રાણીનો ઓરડો હશે એવુ મેં ધારયું.
તેમાં હું પેશીને એક મોટા દીવાનખાનામાં ગઈ તો ત્યાં
મેં ઘણાં હબસી ખાશદારોને પથ્થર થઈ ગએલા જો
યા. હું તરતજ આગળ ચાલીને એક ઘણાજ સુંદર રીતે

શણગારેલા ઓરડામાં ગઈ જેમાં મેં એક સ્ત્રી જોઈ તે પણ પથ્થર થઈ ગઈ હતી. તેણીના માથા ઉપર સોનાનો મુગટ હતો અને નાના ફુળ જેવા ગોળ અને મોટા મોતીની કંઠી તેણે પેહેરી હતી તે ઉપરથી મેં એમ ધારયું કે તે રાણી હશે. મેં તેમને ઘણીજ પ્યારીક રીતે તપસ્યાં કારણ કે એવાં સુંદર મોતી મેં કદી જોયાં નહોતાં.

તે ઓરડાનો સામાન અને ભપકો એટલુંજ નહી પણ સેતરંજી, ગાદીઓ અને એક કોચ જે હીંદુસ્તાનની આજોથી શણગારવામાં આવ્યો હતો અને સોનેરી જમીન જેના ઉપર ઘણીજ સુંદર કારીગરીથી જનાવરો અને માણસોના રૂપેરી આકાર કહાડવામાં આવ્યા હતા તે સઘળાના મેં કેટલીક વખત સુધી વખાણ કીધાં. તે રાણીના ઓરડામાંથી જુદા જુદા ભપકા વાળા સુંદર ઓરડામાં થઈને જ્યાં સુધી એક મોટો ઓરડો કે જેમાં જમીનથી થોડી ઊંચી મોટા પાનાથી શણગારેલી એક સોનાની ગાદી હતી ત્યાં આવી પોહોચી ત્યાં સુધી મેં આગળ ચાલ્યા કીધું અને તે ગાદીની આસપાસ મોતીની એક હાર હતી. તે બીછાના ઉપર ઊંચેથી એક ઘણોજ પ્રકાશ પડતો હતો તે જોઈને મને ઘણો અચંબો લાગ્યો અને તે શું હશે તે જોવાની મને ઘણી ઉત્કંઠા થવાથી હું તે બીછાના ઉપર ચડી અને મારૂ માથુ ઊંચુ કરીને જોયું તો એક નાના ફુલ ઉપર શાહમ્રગના ઈંડાના જેટલો મોટો હીરો અને મા

લગ પડ્યો. તે એટલો બધો પરિપુર્ણ હતો કે મને તેમાં કાંઈ પણ ખોડ માલમ પડી નહી; અને તે એટલો બધો ચળકતો હતો કે હું દીવસે તેને જોતી ત્યારે તેના અજવાળાને લીધે તેની તરફ મારાથી ભાગ્યેજ જોઈ શકાતુ. તે બીછાનાની દરેક બાજુ ઉપર એકેકો ટકીઓ અને એકેક મોટી બળતી મસાલ હતી; પણ તેની સી મતલબ હશે તે હું સમજી શકી નહી. આ જોઈને કોઈ જીવતુ માણસ આ ભયંકર જગામાં હશે એવુ મેં ધાર્યું કારણ કે તે મશાલો તેમની મેળે હમેશાં બળ્યાં કરે એમ બને નહી. આ ઓરડામાંની બીજી ઘણી અજાએબ જેવી વસ્તુઓ દેખીને તેમની તરફ મારૂ ધ્યાન ખેચાયું પણ જે હીરા વીશે મેં હમણાજ તમને કહ્યુ તે હીરાએ તો ખરેખર મને ગાંડી કરી નાખી હતી.

મે પહેલાં જોયો હતો તે ઉઘાડાં અથવા લગાર ઠેલવાથી ઉઘડી જાય એવા બારણા વાળા ઓરડામાં હું ગઈ અને તેમાં બધે ફરી પછી હું હાફીસો અને ભંડારના ઓરડા જે અગણીત જવાહીરથી ભરેલા હતા તેમાં ગઈ; અને તે જોવામાં હું એટલી બધી લીન થઈ ગઈ કે મારૂ ભાન પણ જતુ રહ્યુ. મેં મારા વાહાણ અને બેહેનો વિશે કંઈ પણ વિચાર કીધો નહી કારણકે ફકત મારો વિચાર તો મારી જીગ્નાશા પુરી પાડવાનોજ હતો. હવે રાત પડવા આવી જે મારે પાછો જવાનો વખત થયો છે એવુ બતાવી આપતી હતી. જે રસ્તે થઈને હું આવી હતી તે રસ્તે

થઈને પાછું જવાનું મેં ધાર્યું પણ તે ફરીથી સોધી કાહાડવો મુશકેલ હતુ તેથી મેં ઓરડામાં ભટકી ને જે મોટા દિવાનખાનામાં ગાદી, બિછાનું, મોટા હીરા અને બળતી મશાલો હતી તે ઓરડો શોધી કાઢને આખી રાત ત્યાં ગાળીને બીજી સવારે મારા વાહાણ ઉપર પાછી જવાનો ઠરાવ કીધો. જો કે તે ઉજડ જગામાં એકલી હોવાથી, મને બીક લાગતી હતી તો પણ તે બીછાના ઉપર હું સુઈ રહી. પણ ખરે બાત એજ બીકથી મને ઊંઘ આવી નહી. હવે જ્યારે મધ્ય રાત્રી થઈ ત્યારે જેવી રિતે દેવળમાં વંચાય છે તેવીજ રીતે અને તેવાજ અવાજથી કુરાન વાંચતો હોય એવા એક માણસનો અવાજ મેં સાંભળ્યો. આથી મને ઘણીજ ખુસી પેદા થઈ. હું તરતજ ઉઠી અને અજવાળાને વાસ્તે મશાલ લઈને જે તરફથી અવાજ આવતો હતો તે તરફ એક પછી એક ઓરડામાં થઈને ગઈ, અને જે દિવાનખાનામાંથી તે અવાજ નીકળતો હતો તે દિવાનખાનાના બારણા આગળ ઉભી રહી. મે મશાલ નિચે જમીનપર મુકી અને નાના કાણાંમાંથી તેની અંદર જોયું તો તે એક સુભાષીત ભાષણ કરનાર હોય એવુ મને લાગ્યું. જેવી રીતે મસીદમાં ગોખલો હોયછે તેવી રીતે તેમાં મેં એક ગોખલો કે જે મુસલમાનની પ્રારથનાઓ પુરી થયા પછી તાછા ફરવાની જરૂરીઆત બતાવી આપેછે તે દિઠો, વળી તેમાં

કેટલાક દિવા અને મોટી મોટી મીણબત્તીઓવાળી દીવા લગારીઓ હતી અને તે સઘળી સળગતી હતી.

મેં વળી એક નાની સેતરંજી જેવી રીતે મુસલમાનો પ્રારથના કરતી વખતે પાથરે છે તેવીજ રીતે તેમાં પાથરેલી જોઈ. એક ખુબ સુરત ચેહેરાનો જુવાન માણસ તે સેતરંજી ઉપર બેઠો હતો અને જે કુરાન તેના આગળ એક નાના ટેબલ ઉપર પડ્યું હતુ તે કુરાન પોતે ઘણુજ ધ્યાન દઈને વાંચતો હતો. આથી હું અચંબો પામી અને ખુસી થઈ. આ શેહેર કે જેમાં બીજા બધા પથ્થર થઈ ગયા હતા તેમાં આ ફકત એકલો શી રીતે જીવતો રહ્યો હતો તે વિશે જાણવાને મેં પતન કરયો; અને મને ખાતરી થઈ કે બરેખાત તેની અંદર કંઈ પણ અજાએબ જેવુ હશે. તેના બારણાને સાંકળ નહી દિધાથી હું તેની અંદર પેઠી અને મારી મેળે પેલા ગોખલા આગળ બેસીને નિચે પ્રમાણે મોટેથી પ્રારથના કરવા માંડી. "હે પરમેશ્વર તેં અમારી આવી આબાદ મુસાફરીને વાસ્તે મેહેરબાની કરી છે તેને વાસ્તે તારૂ ભલુ થાઓ અને જ્યાં સુધી અમે અમારા દેશમાં પાછા જઈએ ત્યાં સુધી અમારા ઉપર મેહેરબાની કરજે;" હે પરમેશ્વર મારૂ કહ્યુ સાંભળ અને મારી પ્રાથના કબુલ કર.

તે જુવાન માણસે આ સાંભળીને મારા સામુ જોયું અને કહ્યુ કે હે સ્ત્રી હું તને વિનંતી કરીને કહુ છું કે

તુ કોણ છે, અને આ ઉજડ સેહેરમાં તુ શી રીતે આ વી તે મને મેહેરબાની કરીને કહે. પછી હું કો ણ છું, મારા ઉપર શું આવી પડયું છે, જે સ્થીતીમાં તેં લોકોને જોયા છે તે સ્થીતીમાં તેઓ શા કારણથી આવી પડ્યાછે ને હું વળી કેવી રીતે સહીસલાગત રહયો છું અને કેવી રીતે આ ભયંકર સંકટમાંથી બચી ગયો છું તે સઘળુ હું તમને કહી બતાવીશ. કયાંથી હું આવી, આ મુસાફરી કરવાનું મન સી રીતે થયું અને હું સારા નસીબથી ૨૦ દિવસની મુસાફરી કરયા પછી આ બંદરમાં કેવી રીતે આ વી પોંહચી તે સઘળુ મેં તેને ટુંકામાં કહી સંભળાવ્યું. આ કહયા પછી મેં તેને મને જે વચન આપ્યું હતુ તે વચન પાળવાની વિનંતી કરી અને તે ભયંકર વેરાન જે મેં સઘળે ઠેકાણે જ્યાં હું ગઈ હતી ત્યાં જોયુ હતું અને તેથી મને કેટલો બધો અચંબો લાગ્યો હતો તે પણ મેં તેને કહ્યુ. તે જુવાન માણસે કહ્યુ અરે ભલી બાઈ જરા ધીરજ રાખ. આટલું કહીને તેને કુરાન બંધ કરીને પેટીમાં મુકીને તે પેટી પેલા ગોખલામાં મુકી. તેને નીહાળીને જો વાની મને આ તક બરેબરી મળી અને તેનો બરેબરો ખુબી ભરેલો ખુબ સુરત ચેહેરો જોઈને અત્યાર સુધી જે પ્યાર મારા મનમાં જહોતો તે એકદમ ઉઠી આવ્યો તેણે મને તેની પાસે બેસાડી અને તેનું બયાન કહેવાનું સરૂં ક રયું, તે પેહેલાં મારૂ અંતઃકરણ તેને વાસ્તે ઉશકેરાયું હોય

તેવા દેખાવથી તેની સાથે મારાથી વાત કરયા વગર રહે વાયું નહી. મેં આ શેહેરમાં પેહેલ વેહેલો પગ મુકયો ત્યારથી જે અજાએબ જેવી ચીજોએ મારૂ ધ્યાન ખેંચ્યું હતુ. તે ચીજોનું વરણન કરવાના કરતાં આ બ્યાનને વિશે મારાથી વધારે વાર રાહ જોવી અશકય હોવાથી મે તેમને વિનંતી કરીને કે મારા પ્રાણ પ્રીય આ બધા માણસો જેઓ આવી અસાધારણ રીતે મરી ગયેલાં તેમાં તમે એકલા કેવા ચમત્કારથી જીવતા રહ્યા છો તે મને કહો.

તે જુવાન માણસે કહ્યુ કે હે સ્ત્રી તેં પરમેશ્વરની પ્રાર્થના કરીને ખુલે ખુલું બતાવી આપ્યું છું કે તુ ખરા પરમેશ્વરથી અજાણી નથી. હું હમણાં તેની મોટાઈ અને સત્તાનો એક ઘણોજ સરસ દાખલો તને કહી સંભળાવુ છું.

પેહેલાં તારે જાણવાનું જરૂરનું છે કે આ શેહેર એક ઘણા જોરાવર રાજની રાજધાની છે અને તેનું નામ તેજ મારા બાપનું નામ ને કીતાબ હતાં. આ રાજા તેમજ તેની દુરબારના માણસો આ શેહેરના રેહેવાશીઓ અને વળી તેની બીજી બધી પ્રજા મગી ધરમની, દેવતાને પુજનારી, અને નરૂદીન દેવ, અસલના વખતમાં જે પરમેશ્વરની સામા થયો હતો, તેને માનનારા હતા. જો કે બંને મારા મા બાપ મુરતી પુજક હતાં તોપણ મારૂ સારૂ નશીબ હોવાથી હું બચપણથી એક સારો ધાવની સંભાળ તળે હતો જે ખરેખરા ધર્મની હતી. તે કુરાન સારી રીતે

જાણતી હતી, તે માટે બોલી જતી હતી, અને ઘણી સ રસ રીતે તે તે સમજાવી શકતી હતી તે વારંવાર મને કહેતી હતી કે હે મારા પ્યારા મહેરબાન ફકત એક સાચો પરમેશ્વર છે, તારે તેને માનવો અને બીજા કોઇને પુજવુ નહી એવી પકી સંભાળ લેવી જોઇએ. તેણીએ મને વળી અરબીક ભાષા વાંચતાં શીખવી અને આ કામને વાસ્તે જે ચોપડી તેણે મને આપી હતી તે કુરાન છે. હું તે સમજવાને શકતીવાન થયો કે તરતજ તેણીએ મને તે મહાન પુસ્તકની સઘળી ઝીણી બાબતો સમજાવી અને તેણે તેના ખરેખરા અરથમાં મારા મા બાપ અને બીજા કોઇને નહી જણાવતાં મને સંપુરણ રીતે પ્રવીણ કીધો. તે આખરે મરી ગઈ પણ તેના મરી ગયા પહેલાં મુસલમાની ધરમના સતપણા વિશે સંપુરણ ખાત્રી થવાને મને જોઇએ તેટલી ચેતવણી આપી હતી. તેણીના મરણ પછી જે વિચારો અને મતો તેણિએ મને બતાવ્યા હતા તેમાં હું હમેશાં દૃઢ રહયો અને મને નરકુન દેવ અને દેવતાની પુજાને વાસ્તે ઘણો ધીકાર આવવા લાગ્યો.

આશરે ત્રણ વરસ ઉપર ગરજનાના જેવો એક અવાજ એકદમ આખા શેહેર ઉપર સંભળાયો અને તે એવો સ્પષ્ટ હતો કે બધા તેને બરોબર સમજી શકયા. તે શબ્દો આ હતા "હે રેહેવાશીઓ નરકીન અને અગનીની પુજા છોડી દો અને ફકત પરમેશ્વર જે દયા બતાવે

છે તેને પુજો" તેવોજ અવાજ લાગટ ત્રણ વરસ સુધી સં ભળાયો પણ એક પણ માણસ તે ધરમમાંથી ફરલાયો નહી ત્રીજા વરસના છેલે દીવશે સવારના ત્રણ ચાર વાગ્યાના સુમારે એકદમ બધા રેહેવાશીઓ પથ્થર બની ગયા અને દરેક જણ જે જેવી સ્થીતી અને જે જગ્યાએ હતુ તે તેવીજ સ્થીતી અને તેજ ઠેકાણે રહ્યુ. મારો બાપ જે રાજા હતો તેનું પણ તેમજ થયું; અને તમે મેહેલના એક ભાગમાં જેવી રીતે જોયું છે તેવીજ રીતે તે કાળા પથ્થર જેવો થઈ ગયો, અને રાણી જે મારી મા થાય છે તેનું પણ તેવુજ થયું.

ફકત હું એકલોજ છું કે જેના ઉપર પરમેશ્વરે આ ભયંકર સજા મોકલી નથી. તે વખતથી તેને પેહેલાના કરતા વધારે હોશથી હું માનવા લાગ્યો છું અને હે ભલી બાઈ મને સારી રીતે ખાત્રી થાયછે કે તેણે મારા દીલાસા અને સુખને વાસ્તેજ તમને અહીયા મોકલ્યાંછે તેની મોટી દયાને વાસ્તે હું તેનો કેટલો બધો આભારી થઉ? કારણ કે હું તમને ખરેખર કહુ છું કે આ એકાંત વાસ તદન રદકભેદક બની ગયો છે.

આ વાતથી અને મુખ્યત્વે કરીને તેના પાછલા ભાગથી તે કુંવરના તરફનો પ્યાર જેટલો મારા મનમાં હતો તેનાં કરતાં હવે વધી ગયો. મેં તેને કહ્યુ કે પરમેશ્વરે આવી દુખકારક જગ્યા છોડવાને તમને શકતી કરવાને વાસ્તે

જ મને તમારા દેશમાં લાવ્યો છે તે વિશે મને હવે કાંઈ પણ શક નથી. જે વહાણમાં બેશીને હું આવી છું તે વહાણ ઉપરથી હું બગદાદ કે જ્યાં મ જેવી સ્ત્રી ને હું વહાણમાં લાવી છું તેવીજ મુલ્યવાન સ્ત્રી ને મુકી છે તે શેહેરનું હું એક મોટું માણસ છું એવુ ત મને માલમ પડસે. જ્યાં સુધી બગદાદનો રાજા, આપણો મોટો પેગંબર, જેના વિશે તમે અજાણ્યા નથી તે તમને જે સઘળા માનને તમે લાયક છો તે આપશે ત્યાં સુધી હું તમને સહી સલામત લઈ જઈસ. આ મહાન રાજા બગદાદમાં રહે છે. અને તમે ખાતરીથી માનો કે તમે બગદાદમાં આવ્યા છો એવી તેને ખબર પડસે કે તરતજ તે તમને જોઈએ તેટલી મદદ આપશે. જે શેહેર માં એકે ચીજ તમને ગદદ કરે એવી રહી નથી એવી જગ્યાગાં તમારાથી હવે વધારે રેહેવાય એમ નથી. મારૂ વહાણ તમારૂજ છે અને તમારી મરજી પ્રમાણે તેનો ત મે ઉપીયોગ કરજો. તેણે ખુશીથી તે વિનંતી સ્વીકારી અને અમે બાકીની રાત અમારી મુસાફરી વિશેની વાતમાં કાહાડી. જેવુ વાહાણુ વાયું કે તરતજ અ મે મેહેલમાંથી નિકળીને બંદર તરફ ચાલ્યા જ્યાં મારી બેહેનો નાખુદા અને મારા ગુલામો સઘળા મારી સહી સલામતીને વાસ્તે ઘણી દિલગીરીમાં હતા એવુ ગને મા લમ પડ્યું. મારી બેહેનોને તે કુંવરની ઓળખાણ કરાવ્યા પછી મે તેમને આગલા દિવસે પાછા નહિ આવવાનું

કારણ કહ્યું વળી મેં તેમને મારૂ ખ્યાન, હું તે કુવરને સી રીતે મળી તેનો ઈતીહાસ અને આવા આખા સુંદર સેહેર ઉપર જે માટુ વેરાન પથરાઈ ગયું હતુ તેનું કારણ મેં તેમને કહી સંભળાવ્યું.

હવે ખલાસીઆએ જે વેપારીની ચીજો હું લાવી હતી તે ખાલી કરવામાં અને તેને બદલે કીમતી સોના રૂપા અને જવાહીરની ચીજો જે અમને મેહેલ માંથી જડી આવી તેથી વાહાણ ભરવામાં ઘણા દિવશ સુધી રોકાઈ રહ્યા. અમે સઘળું રાચ રચીલું અને સોનાનો ઢોળ ચડાવેલી પુશ્કળ ચીજો લિધી નહીં કારણ કે તેમને વાસ્તે વાહાણમાં જગ્યા નોહતી. જે સઘળી કીંમતી ચીજો મેં શેહેરમાં જોઈ તેમને જો બગદાદ મોકલવી હોય તો ખરેખરે ઘણા વાહાણની જરૂર પડે

જે કંઈ અમારે લઈ જવાની મરજી થઈ તે સઘળુ વહાણમાં ભરયા પછી ને અમારી મુસાફરીને વાસ્તે જોઈએ તેટલો ખોરાક અને પાણી લઈને જેવો પવન અમારે જોઈએ તેવો અનુકુળ આવવાથી અમે વાહાણ હંકારયું. ખરેખાત જે ચીજો અમે બગદાદમાંથી લાવ્યા હતા તેનો માટો જથો અમે ત્યાંનો ત્યાં રેહેવા દિધો.

અમારી મુસાફરીની સરૂઆતમાંથીજ તે જુવાન કુવરે, મારી બેહેનોએ, અને મેં પોતે પણ હરરોજ ગમત કરવા માંડી. પણ અફસોસ કે આ સંપ અને સારો સ્વભાવ ઝા

ઞી વાર ટકયા નહી. મારી બ્હેનો, મારી અને તે કુંવરની વચ્ચે સારો બનાવ જોઈને અમારી અદેખાઈ કરવા લાગી. તેઓએ મને ખરાબ દાનતથી પુછ્યું કે તારો બ ગદાદ ગયા પછી આમની સાથે શું કરવાનો ઈરાદો છે? હું સમજી ગઈ કે તેઓએ આ કામને વાસ્તે મારા કેવા વિચાર હતા તે જાણવા સારૂ ફકત આ સવાલ પુછયો હતો. તેથી તે વાતનો ખરોખર જવાબ દેવાનો ઢોંગ કરીને મેં તે મને મશ્કરીમાં કહ્યું કે મારે તો તેની સંગાથે લગ્ન કરવા નો વિચારછે. પછી તરતજ તે કુંવર તરફ ફરીને મેં તેમને કહ્યું કે તમે મેહેરબાની કરીને મારી વિનંતી માન્ય કરજો; અને આપણે બગદાદમાં પોહોચીશું કે તરતજ હું તમારી આજ્ઞાકીંત ચાકર તરીકે મારાથી બનતી તમારી ચાકરી કરવામાં અને તમને મારા સઘળા કામમાં સ્વતંત્ર ધણી તરીકે કબુલ કરશ.

તે કુવરે જવાબ દીધો કે હે બાઈ તમે આ મશ્કરી માં કહોછો કે ખરેખરૂ કહોછો તે મારાથી ખરોખર સમ જાતુ નથી પણ આ સ્ત્રીઓ જે તારી બ્હેનો થાય છે તેમની આગળ હું ખુલ્લી રીતે કહુંછું કે તમે જે વીનંતી હમણાં મને કરી તે હું ઘણીજ ખુશીથી કબુલ કરીશ તને મારી ગુલામ તરીકે નહી પણ મારી સ્ત્રી તરીકે ગણીશ અને હું તારા સઘળા કામમાં કાંઈ પણ હરકત કરીશ નહી. જ્યારે તે આ કહેતો તે વખતે

મારી બહેનોનું મ્હોં ચહડી જતુ અને તે વખતથી તેઓ મને પેહેલાં જેવી વધારે વાર ચહાસે નહી એવુ મને મા લમ પડ્યું.

અમે ઇરાની અખાતમાં થઇને લગભગ બેલસુરા સુધી આવી પોહચ્યા. ત્યાંથી જો પવન અનુકુળ હોય તો બીજે દીવસે અમે બગદાદ પોહોચવાની આશા રાખતા હતા પણ રાત્રે જ્યારે હું ભર ઊંઘમાં હતી ત્યારે તક જોઇને મારી બેહેનોએ મને દરીયામાં નાંખી દીધી. તેઓએ વળી તે કુંવરની તેવીજ ગત કરી પણ તેના કમનસીબથી તેતો ડુબી ગયો કેટલાક વખત સુધી હું પાણીની સપાટી ઉપર રહી અને સારા નસીબથી અથવા ચમત્કારથી આખરે ટીંચ ભ સામા પાણીમાં આવી પોહોંચી. હું કાંઇક કાળુ દેખાતુ હતુ તે તરફ ચાલી અને ત્યાં અંધારૂ હોવાથી તે જમીન હશે એવુ મેં ધાર્યું. હું સારા નસીબથી કીનારે આવી પોહોચી. જ્યારે દીવસ થયો ત્યારે બેલસુરાથી આશરે વીશ માઇલ આવેલા એક નાના બેટમાં હું આવી પડી એવુ મને માલમ પડ્યું. મેં તરતજ તડકામાં મારા લુગડાં સુકવ્યાં અને આશપાસ ફરીને ઘણી જાતના ફળો અને વળી મીઠા પાણીનો એક ઝરો શોધી કાહડ્યો. આથી મારો જીવ બચશે એવી મને આશા લાગી; અને ત્યાર પછી છાંયડામાં જઇને હું મારી મજે સુઇ રહી. ત્યાં એક પાંખોવાળો મોટો લાંબો સાપ મેં જોયો. અને તે તે

ના માંમાંથી જીભ બહાર કાઢી આમ તેમ તંફડીઆ મારી મારી તરફ આવતો હતો તે જોઈને મેં ધારયું કે તેને કાંઈ દુખ થતુ હશે. હું તરતજ ઉઠી અને તેના કરતાં એક મોટો સાપ જે તેની પુંછડી પકડીને તેને ખાઈ જવાના ઈરાદાથી તેની પાછળ પડ્યો હતો એવુ મને લાગવાથી તેનાપર દયા આવી અને મેં દોડી જવાને બદલે એક પથ્થરો જે સારા નસીબે મારી કને પડ્યો હતો તે હીંમત ધરીને લીધો અને મારા સઘળા જોરથી તે મોટા સાપના માથા તરફ નાખીને તેના કકડે કકડા કરી નાંખ્યા. બીજો સાપ પોતે છુટો થયેલો જોઇને તરતજ પોતાની પાંખો ફફડાવતો નાશી ગયો. કેટલાક વખતસુધી મે આ અજાએબ જેવા જનાવર તરફ જોયા કીધું અને જ્યારે તે મારી નજરથી દુર ગયો ત્યારે હું પાછી માહરી મગે બીજી છાપાવાળી જગ્યામાં બેઠી અને ઊંઘી ગઈ.

હું જાગી ત્યાર મેં એક ચચંળ અને ખુબ સુરત કાળી સ્ત્રીને તેવાજ રંગના બે કુતરાને સાંકળથી પકડીને મારી પાસે બેઠેલાં જોઈ. તે વખતે મને કેટલો બધો અચંબો થયો હશે તેનો વિચાર તમે કરો. મેં તરતજ બેઠી થઇને તેને પુછયું કે તમે કોણ છો? તેણે કહ્યુ કે જે સાપ તમે હમણાંજ તેના દુષ્ટ દુશમનથી છોડાવ્યો તે હું છું અને જે ઉપકાર તમે હંમણાં મારા ઉપરકરયો છે તેનો બદલો વાળી આપવા સારૂ

મેં આ કામ કરયું છે. હું તમારી બેનોની બુરપા ઈર્ષા બરોબર જાણીતો હોવાથી જેવો તમારી ઉદાર મ દદથી છુટો થયો કે તરતજ તમારૂ વેર લેવાની જીગ્નાશા પુરી પાડવાને મેં મારા ઘણા દોસ્તદારો જેઓ મારી પેઠે જ પરીઓ છે તેમને એકઠા કરીને હું તમારા વહા ણમાં ગયો અને તેમાંથી તમામ સામાન ઉતારી લઈને તમારા બગંદાદવાળા ઘરમાં જઈ લઈને ભરયો અને પછી તે વહાણ ડુબાડી દીધું. આ બે કાળી કુતરીઓ જે તમે જુઓછો તે તમારી બેહેનોછે, તેમને મેં આ રૂપમાં બ નાવી દીધાં છે પણ આ સીક્ષા જેવી તેમને ઘટારત છે તેવી થઈ નથી તેથી જે રીતે હું તમને બતાવુછું તે રીત તમે તેમને સીક્ષા કરશો એવી હું આશા રાખુ છું.

તેજ વખતે તે પરીએ તે બે કાળી કુતરીઓ સુધાં મને તેના હાથમાં લીધી અને અમને એક પળમાં બગ દાદ લઈ ગઈ જ્યાં જે સઘળી ઉમદી વસ્તુઓથી મેં મારૂ વહાણ ભરયું હતુ તે સઘળી વસ્તુઓ કોઠારમાં મુકે લી મેં જોઈ. તે મને મુકીને ગઈ તે પેહેલાં મને તેને બે કુતરીઓ સોંપી અને નીચે પ્રમાણે કહ્યુ. "હું તમને પરમેશ્વર કે જે સરવ શકતીમાન છે તેના હુકમથી તમને હુકમ કરૂ છું કે જો તમે તમારી દરેક બેહેનને જે ગુનો તેઓએ તમારા અને તે જુવાન કુવર કે જેને તેઓ એ દરીઆમાં ડુબાવી દીધેલ છે તેની સામે કરયો છે તે

ગુન્હાને વાસ્તે જો તમ તેમને સા સા કારણ નીસ નહી મારા તો તમને પણ તે પ્રમાણે સજા થશે. આથી મારે જે પ્રમાણે તેને મને કહ્યુ છે તે પ્રમાણે કરવુ પડે છે.

તે વખતથી દરેક રાત્રે જે પ્રમાણે આપ સાહેબે ગઈ રાતે જોયું તે પ્રમાણે જો કે હું દીલગીર છું તોપણ મારે કરવુ પડે છે. હું તેમને મારા આંસુથી અને પસ્તાવાપથી બતાવી આપુ છું કે મારે દીલગીરીની સાથે મારી ફરજ બજાવવી પડે છે. અને તેથી તમારે મારા ઉપર ગુસ્સે નહી થતાં દયા રાખવી જોઈએ. જો મારા વિશેની જે કાંઈ બાબત હશે અને તે વિશે જો તે તમારે જાણવાની મરજી હશે તો મારી બ્હેન એમીની પોતાના બયાનથી તમને કહી બતાવશે. ક્લાર્ક; ઓબાડીનું વ્રતાંત અચંબો અને ખુશીથી સાંભળ્યા પછી મહાન જાપાફ્રા વજીરને તે ખુબ સુરત એમીનીને શાથી ચાઠાં પડયાં તે સમજાવવાને વિનંતી કરવાને કહ્યુ. અને તે વજીરે એમીનીને તે પ્રમાણે કરવાને વાસ્તે વિનંતી કરી.

સમાપ્ત.

# જાહેર ખબર.

સર્વે સુજ્ઞ, અને કેળવાયેલા સજ્જનોને ખબર આપવામાં આવે છે કે આ મારો પહેલો પ્રયત્ન છે તેથી તેમાં કાંઈ ખોડ હોય તો મહેરબાની કરીને દીલગુજર કરશો એવી મારી નમ્ર વિનંતી છે.

આ ચોપડી જે સજ્જનોને જોઈતી હોય તેમણે અમદાવાદ ટાઈમ્સ પ્રેસમાંથી રોકડી કીમતે મેળવી.

આ ચોપડી સામટી લેનારને કીફાયતથી મળશે.

દેશાવરના ગ્રાહકોને ટપાલ ખરચ જુદું આ. ૦॥ પા.

(સહી) શા. ગોકળદાસ મોતીચંદ.